# શ્રી દેવાધિદેવ પ્રત્યે

## [ મુમુક્ષુની પ્રાર્થના ]

હે નાથ ! તારી અસીમ કૃપાના યોગે આજે હું તને પામી શક્યો છું. જે કાંઇ કલ્યાણકર આરાધના હું કરી રહ્યો છું તેમાં તારો જ હાથ છે. આ નિરાધાર સંસારમાં એકલો અટૂલો હું કેવળ તારા જ આલંબનને મેળવીને નિજના જીવનપંથને ઉજાળવાને ઉત્સુક બન્યો છું.

હૃદયનાથ ! જે વેળા તને ઓળખીને તારી સેવા પહેલ-વહેલી મેં મેળવી ને તે ઉપદેશેલી સાધના મેં જીવનમાં આરંભી, તે કાળે મારો ઉલ્લાસ અપૂર્વ હતો, ઉત્સાહ હૈયામાં મા'તો ન હતો, હૃદયની શુભ વૃત્તિઓના તારો અતૂટ હતા, આત્મશ્રદ્ધા અખંડ હતી, મન-વાણી અને કાયાનું બળ કેવળ તારામાં-તારા માર્ગની સાધનામાં જ મેં રેડી દીધું હતું.



કૃપાનિલય ! તે પુણ્ય અવસરે તુજ વિના મેં અન્ય કોઈમા મારાપણુ માન્યું ન હતું. હું સમજતો હતો કે, તારાથી આ વિશ્વસ્થિતિ છે, વિશ્વમાં તું જ સર્વ કાંઈ છો, તારા નિર્દે-શેલ માર્ગ સિવાય અમ પામર જીવોને અન્ય કોઇ ગતિ નથી,

તેમજ તું મુજ બુદ્ધિ, સિદ્ધિ, શક્તિ અને જીવનપ્રાણ છો. પરંતુ હે કરૂણાસાગર ! મારી તે આત્મશ્રદ્ધા આજે ડગતી લાગે છે. આજે મારી ચોમેર રાગ,–દ્વેષ,–મોહ, અને મમતાનાં ઘોર અન્ધકારથી વાતાવરણ ઘેરૂં બન્યું છે. એ ગાઢ તિમીર પટલોમાં અટવાતો આજે સાચે જ હું ભાનભૂલો બન્યો છું હું તને વિસરી ગયો છું.

કૃપામન્દિર ! નિર્ગુણ એવા મને તું આજે ભૂલી ન જા ! હું કદાચ ભૂલ્યો હોઉં તો એ મારી પામરતા–અલ્પતાના કબૂલું છું. આ મારી તુચ્છતા, ક્ષુદ્રતા કે અમીન ક્ષતિઓ કોઇક વેળાએ હું જાણી શકું છું. માટે જ હું તારા ચરણોમાં પડીને તને વિનવું છું કે, મારા અપરાધોની સ્મૃતિને વિસરી તું મને તારી અમીદૃષ્ટિથી સિંચજે !



હિતવત્સલ નાથ ! તું મને ઓળખે છે, પરંતુ મુજ પામરમાં એ શક્તિ કે સામર્થ્ય નથી કે તારી ઓળખ હું કરી શકું. ઓ હૃદયનાથ ! હું તારી પાસે ધન, વૈભવ, ઠકુરાઇ ઐશ્વર્ય કે એવું કાંઇ માગતો નથી, પણ હું તારા જેવા અનન્ત ઐશ્વર્યના માલિક પાસે એટલું જ માગું છુ કે, મને તારી ઓળખ આપ ! તારી ઓળખ, તારી પીછાન કે તારી મેહોબ્બત એ જ મારે માટે મારૂં જીવનસર્વસ્વ છે. મુજ દરિદ્રની મહામૂલ્ય મુડી આ તારી કૃપાપ્રસાદી છે.

અનંત કૃપાસાગર ! હું દીન, અનાથ કે ક્ષુદ્ર છું, એમ મને જ્યારે ભાસે છે, તે વેળાએ–કો'ક અવસરે તારા સ્વરૂપની ઝાંખી મને થઇ આવે છે. તે વખતે મારી આ ભ્રમણાને હું સમજી શકું છું કે તારા જેવા ત્રિલોકનાથ અશરણશરણ દેવાધિદેવને પામીને હું નથી દીન કે દુઃખી, નથી દરિદ્ર કે કંગાલ.

# શ્રી દેવાધિદેવ પ્રત્યે

## [ મુમુક્ષુની પ્રાર્થના ]

હે નાથ ! તારી અસીમ કૃપાના યોગે આજે હું તને પામી શક્યો છું. જે કાંઇ કલ્યાણકર આરાધના હું કરી રહ્યો છું તેમાં તારો જ હાથ છે. આ નિરાધાર સંસારમાં એકલો અટુલો હું કેવળ તારા જ આલંબનને મેળવીને નિજના જીવનપથને ઉજાળવાને ઉત્સુક બન્યો છું.

હૃદયનાથ ! જે વેળા તને ઓળખીને તારી સેવા પહેલ વહેલી મેં મેળવી ને તે ઉપદેશની સાધના મેં જીવનમાં આરંભી, તે કાળે મારો ઉલ્લાસ અપૂર્વ હતો, ઉત્સાહ હૈયામાં મા'તો ન હતો, હૃદયની શુભ વૃત્તિઓના તારો અતૂટ હતા, આત્મશ્રદ્ધા અખંડ હતી, મન-વાણી અને કાયાનું બળ કેવળ તારામાં-તારા માર્ગની સાધનામાં જ મે રેડી દીધું હતું.



કૃપાનિલય ! તે પુણ્ય અવસરે તુજ વિના મેં અન્ય કોઈમાં મારાપણું માન્યું ન હતું. હું સમજતો હતો કે, તારાથી આ વિશ્વસ્થિતિ છે, વિશ્વમાં તું જ સર્વ કાંઈ છો, તારા નિર્દેશેન માર્ગ સિવાય અમ પામર જીવોને અન્ય કોઇ ગતિ નથી,

તેમજ તું મુજ બુદ્ધિ, સિદ્ધિ, શક્તિ અને જીવનપ્રાણ છો. પરંતુ હે કરૂણાસાગર ! મારી તે આત્મશ્રદ્ધા આજે ડગતી લાગે છે. આજે મારી ચોમેર રાગ,–દ્વેષ,–મોહ, અને મમતાનાં ઘોર અન્ધકારથી વાતાવરણ ઘેરૂં બન્યું છે. એ ગાઢ તિમીર પટલોમાં અટવાતો આજે સાચે જ હું ભાનભૂલો બન્યો છું હું તને વિસરી ગયો છું.

કૃપામન્દિર ! નિર્ગુણ એવા મને તું આજે ભૂલી ન જા ! હું કદાચ ભૂલ્યો હોઉં તો એ મારી પામરતા–અલ્પતતા કબૂલું છું. આ મારી તુચ્છતા, ક્ષુદ્રતા કે અભીત ક્ષતિઓ કોઇક વેળાએ હું જાણી શકું છું. માટે જ હું તારા ચરણોમાં પડીને તને વિનવું છું કે, મારા અપરાધોની સ્મૃતિને વિસરી તું મને તારી અમીદૃષ્ટિથી સિંચજે !



હિતવત્સલ નાથ ! તું મને ઓળખે છે, પરંતુ મુજ પામરમાં એ શક્તિ કે સામર્થ્ય નથી કે તારી ઓળખ હું કરી શકું. ઓ હૃદયનાથ ! હું તારી પાસે ધન, વૈભવ, ઠકુરાઇ ઐશ્વર્ય કે એવું કાંઇ માગતો નથી, પણ હું તારા જેવા અનન્ત ઐશ્વર્યના માલિક પાસે એટલું જ માગું છું કે, મને તારી ઓળખ આપ ! તારી ઓળખ, તારી પીછાન કે તારી મેહોબત એ જ મારે માટે મારૂં જીવનસર્વસ્વ છે. મુજ દરિદ્રની મહામૂલ્ય મુડી આ તારી કૃપાપ્રસાદી છે.

અનંત કૃપાસાગર ! હું દીન, અનાથ કે ક્ષુદ્ર છું, એમ મને જ્યારે ભાસે છે, તે વેળાએ–ક્યાં'ક અવસરે તારા સ્વરૂપની ઝાંખી મને થઇ આવે છે. તે વખતે મારી આ ભ્રમણાને હું સમજી શકું છું કે તારા જેવા ત્રિલોકનાથ અશરણશરણ દેવાધિદેવને પામીને હું નથી દીન કે દુઃખી, નથી દરિદ્ર કે કંગાલ.

પરતુ આજે મારી વર્તમાન દશા તારી કૃપાદષ્ટિની અમીછાંટ વિના કેવી બની રહી છે ? તેને તારા જેવા જગચ્ચક્ષુની આગળ હું મારી ભાષામાં પ્રગટ કરી શકું તેમ નથી-તે સામર્થ્ય મારામા નથી

**પરમ કારૂણિક !** તારી પાસે દીનતાપૂર્વક નહિ પણ અધિકારપૂર્વક હું માગું છુ કે તારી ઓળખ ફરી એક વાર તુ મને આપતો જા! તારા સ્વરૂપની આછી-પાતળી સ્મૃતિના પ્રકાશ કિરણો મુજ પામરના આત્મા પર ફેંકતો જા! તે તારા સ્વરૂપની પૂજાના-સેવના એ જ મને મારા આત્મસ્વરૂપની પ્રાપ્તિનુ અનન્ય સાધન છે. માટે જ હું તારા ચરણોમા આત્મસમર્પણપૂર્વક અદીન ભાવે ફરી એક વાર પ્રાર્થું છું, કે ઓ વાત્સલ્યમૂર્તિ ! મને તુ તારા સ્વરૂપની ઓળખને, તેમ જ તેની સેવા ભક્તિના મહામૂલ્ય ખજાનાને આપતો જા! બસ આ મારી તને એકજ વિનતિ છે

